# OE 27 – Know true facts about happenings in our Samaj -Patidar Saurabh / સમાજની લગતી બાબતો અંગે સત્ય માહિતી મેળવવા માટે -પાટીદાર સૌરભ



20-Jan-2011
|| જય લક્ષ્મીનારાયણ ||

તાજેતરમાં સમાજનો જે વાચક વર્ગ છે એમને મહદ અંશે એવી ખાત્રી થઈ ગઈ છે, કે આપણી સમાજનું કહેવાતું મુખ પત્ર “પાટીદાર સંદેશ” એ ફક્ત જન્મ મરણના ફોટાંઓ અને જાહેર ખબરથી ભરેલું જોવા મળે છે.

આ મેગેઝિનમાં એક બુદ્ધિ જીવ વર્ગ કે પછી જિજ્ઞાસુ વર્ગને લાભ થાય એવા કોઈ લેખો જોવા મળતા નથી. છેલા કેટલાય વર્ષોથી આ પરંપરા ચાલુ છે. આ પત્રમાં આપણી સમાજમાં બનતા ઘણા એવા વિવાદાસ્પદ બનાવો કે ઘટનાઓ વિષયે સત્ય હકીકતો પ્રકાશિત કરવાની ઊણપ સ્પષ્ટ વાચક વર્ગને દેખાય છે.

જુદા જુદા લોકો દ્વારા આ બાબત અંગે ઘણી વખત પાટીદાર સંદેશના મેનેજમેન્ટના સભ્યોનું ધ્યાન દોરાવવામાં આવેલ છે. છતાં તેઓએ પોતાની કાર્ય શૈલીમાં કોઈ પણ ફેરફાર કરેલ નથી. ઘણી વખત તેમના લખાણો, ખાસ કરીને તંત્રી લેખ વગેરે, બનેલ ઘટનાઓ પુરતો અભ્યાસ કર્યા વગર મનસ્વી રીતે લખી નાખવામાં આવેલ છે. દાખલા તરીકે, તાજેતરમાં જે સતપંથ અને સનાતનનો વિવાદ ચાલી રહ્યો છે, તે અંગે જીણવટ ભર્યું અવલોકન કરતાં સ્પષ્ટ જણાઈ આવે છે, કે પાટીદાર સંદેશનું લખાણ એ સનાતાનીઓને અન્યાય કર્તા છે અને સતપંથીઓને છાવરવાની નીતિ અપનાવેલું છે.

બીજી બાજુ સમાજના બીજા મુખપત્રો પણ નિયમિત રીતે પ્રકાશિત કરવામાં આવી રહ્યા છે. જેવાં કે ઉમા દર્પણ, પાટીદાર સૌરભ વગેરે.

આપણું આ ગ્રુપના ઘણા બધા મેમ્બરો તરફથી આ બાબત અંગે અમારું ધ્યાન દોરવામાં આવેલ છે, કે ખરે ખર સામાજિક બાબતો અંગે અથવા તો આપણા અ.ભા.ક.ક.પા. સમાજને લગતી બાબતો હોય છે, તે બાબતોને જો કોઈ આપણું કોઈ મેગેઝિન સત્ય રીતે પ્રકાશિત કરતું હોય તો તે છે “પાટીદાર સૌરભ”.



હવે આથી આપ સર્વેને આગ્રહ ભરી વિનંતી છે કે પાટીદાર સૌરભ નામના મેગેઝિન નો ગ્રાહક તરીકેનો સભ્યપદ સતવરે મેળવી લેશોજી. પાટીદાર સૌરભ નખત્રાણાથી પ્રકાશિત થાય છે. શ્રી C. K. Patel (દયાપર ગામના) એના તંત્રી છે.

પાટીદાર સૌરભ મેળવવાનું સરનામું નીચે મુજબ છે.

પાટીદાર સૌરભ
માધવ કોમ્પ્લેક્સ
નખત્રાણા, કચ્છ ૩૭૦૬૧૫
ફોન: ૦૨૮૩૫ – ૨૨૨૭૦૬
ઘર: ૦૨૮૩૫ – ૨૨૨૪૦૦
email: patidarsaurabh@yahoo.co.in
ત્રિવાર્ષિક લવાજમ: રૂ ૩૦૦/-

આશા છે આપ સહું પાટીદાર સૌરભ ના લેખો વાંચીને સંતોષ અનુભવશો.

Real Patidar
www.realpatidar.com

---

Download / Print / View full article, with attachments [Best Option]:
~~http://www.box.net/shared/h0c5ais3fg~~

https://archive.org/details/OE027